૭૮૬

II/1926 7 6/1926



'દારૂલ ફલાહ એદરૂસીયા' (સુરત) સીરીઝ નં. ૨

# "સોમો-સલાત"

('રોઝા' અને 'નમાઝ'ની તરકીબ અને જરૂરી મસાઇલ)

ભાગ ૧.

## "અસ-ઇમાનો-વસ્સલાત"

(ઇમાન અને નમાઝનું વર્ણન)


કર્તા:—
"ગુમનામ—મુસલીમ"



"દારૂલ ફલાહ એદરૂસીયા" સુરત તરફથી
છપાવી પ્રસિદ્ધ કરનાર:—
સૈયદ [illegible] એદરૂસ.
(જનરલ સેક્રેટરી.)

સને ૧૩૪૬ હી. પહેલી આવૃત્તિ ૧૦૦૦

# પ્રસ્તાવના.

ઇસલામના અરકાનોમાં 'નમાઝ' અને 'રોઝો' મુખ્ય છે, એટલે કે દરેક બાલીગ મુસલમાન ઓરત અને મરદ, ગરીબ અને તવંગર ઉપર તે ફર્ઝ છે. 'નમાઝ' દરરોજ પાંચ વખતની એટલે વરસના ત્રણસોને સાઠ દીવસ ગરીબ અને તવંગર આલીમ અને જાહીલ ઉપર એક સરખી રીતે ફર્ઝ છે, જ્યારે 'રોઝા' બાર મહીનામાં એક મહીનાના ફર્ઝ છે, હજ અને ઝકાત બાબત ખુદાપાકે જેવી છુટ ગરીબો અને મુફલીસોને આપી છે, તેવી છુટ નમાઝ અને રોઝા, વીષે આપવામાં આવી નથી, એટલે દરેક મુસલમાન ઉપર તે બાલીગ થયે ત્યારથી એ ફર્ઝ, યાની ખુદાપાકની તાબેદારીનો હક છે જે તેણે સમજીને અદા કરવો જોઈએ. માટે જેઓ ઉર્દુ વીગેરે મસાઇલની કીતાબો વાંચી શકતા નથી અને 'રોઝા' ના મસાએલથી અને 'નમાઝ' ના તરકીબથી ના વાકેફ છે. ખાસ તેમને ફાએદો પહોંચાડવા સારૂ "દારૂલ ફલાહ એદરૂસીઆ સુરત" તરફથી આ ટુંક રીસાલા લખાવી ત્રણ ભાગમાં છપાવવામાં આવ્યા છે.

જે સાહેબો, આ સ્વાબના કામમાં શામેલ થઇ વધુ રીસાલા છપાવી વહેંચવામાં મદદ કરવા ચાહતા હોએ, અને પોતાના નામથી અગર તરફથી આ રીસાલા લોકોમાં વહેંચવા ચાહતા હોએ તો તેઓએ "દારૂલ ફલાહ એદરૂસીયા" ના જનરલ સેક્રેટરીને પોતાની ઇચ્છા બદલ ખબર આપવાથી તેનો યોગ્ય બંદોબસ્ત કરવામાં આવશે. ખુદાના દીનની વાતોથી લોકોને વાકેફ કરવા એ સઉથી મોટામાં મોટો સ્વાબનો કામ છે. અજ્ઞાનોને દીનથી વાકેફ કરવા, એ ઈસ્લામની ઇમારતને મજબુત કરવા બરાબર છે. અને ઇમાનની મજબુતી તથા ગુન્હાઓનો કફ્ફારો છે. 'વમાતવફીકી ઇલ્લાબીલ્લાહ'.

તારીખ ૪થી રમઝાનુલ મુબારક સને ૧૩૪૪ હી. ૧૯૨૬ ઈ.

જનરલ સેક્રેટરી,

દારૂલ ફલાહ એદરૂસીયા—સુરત.

૭૮૬



## "બીસ-મીલ્લા-હી ર રહમાં-નીર-રહીમ"

# "ઇમામનું-બયાન".

**દરેક મુસલમાનને, વળી તે, અવ્વલથી મુસલમાન હોએ અગર નવો મુસલમાન થયો હોએ, ઇમાનની હકીકત જાણવી ફર્જ છે**

## "ઇમામની-હકીકત"

**"ઈમાને-મુફસ્સીલ"** (એટલે ખુલાસો) ઈમાન માટે એટલી ચીજોની જરૂર છે–(૧) અલ્લાહપર ઇમાન લાવવો (કે તે એક છે). (૨) ફરીશતાઓ ને (૩) ખુદાપાકની કીતાબોને (જેવી કે કુરઆન શરીફ-તોરેત-ઇનજીલ વીગેરે) (૪) ખુદાના પેગમ્બરોને. (૫) કીયામતના દીવસને. (૬) અને બુરાઇ તથા ભલાઇઓ ખુદા તરફથી હોવાને અને (૭) મર્યા પછી, ખુદાના હુકમથી (કીયામતને દીન) પાછા જીવતા થવાને–સાચું માનવું.

## 'ઈસલામના અરકાન' (મુળ સીદ્ધાંતો)

(૧) મોઢાથી કલમો પઢવો— 'લાએલાહા ઇલલ્લાહ મોહોમ્મદુર રસુલુલ્લાહ' (અલ્લાહ સીવાએ કોઈ ખુદા નથી, અને હજરત, મોહોમ્મદ સલ્લાહો-અલય હે વ સલ્લમ તેના રસુલ છે). એને દીલથી સાચું માનવું. (૨) પાંચ વખતની નમાઝ પઢવી. (૩) આખા રમજાન માસમાં રોજા રાખવા. (૪) માલની 'જકાત' આપવી (જ્યારે જકાત આપવી ફર્જ થાએ). (૫) હજ કરવી (જે માણસને તે કરવાની તાકાત હોએ.)

---

નોટઃ—દરેક મુસલમાનનો એ ઇમાન છે કે અલ્લાહ એક છે, તેનો કોઇ સાથી નથી. તે પહેલાંથીજ છે, અને હમેશા રહેશે. તે કોઇનાથી પેદા થયો નથી અગર તે કોઇનો બાપ નથી, તેણે જમીન આશમાન અને તેના અંદરની બધી ચીજો પેદા કરી છે, તે સઊનો માલીક છે તે બધી બુરાઇઓથી પાક છે અને ઇબાદત ફક્ત તેનેજ માટે છે.

# 'કલમાનું બયાન'

દરેક મુસલમાન ઉપર કલમાનું શીખવું જરૂરી છે. તે કલમા નીચે મુજબ છે–

'કલમએ તચ્યબ' (પાકીનો કલમો) 'લાએલાહા ઈલલ્લાહ મોહો-મ્મદુર રસુલુલ્લાહ' અર્થ—(નથી કોઇ માબુદ ખુદા સીવાએ મોહોમ્મદ (સ. અ. વ. સ.) ખુદાના રસુલ છે).

'કલમએ શહાદત' (ગવાહીનો કલમો) 'અશહદુઅન લાઈલાહા ઇલલ્લાહો વાહદહુ લાશરીકાલહુ વ અશહદુઅન્ના મોહોમ્મદન અબદુહુ વ રસુલુ' અર્થ—(હું ગવાહી આપું છું કે નથી કોઇ માઅબુદ ખુદા સીવાએ; તે એક છે, તેનો કોઇ સાથી નથી અને ગવાહી આપું છું કે મોહોમ્મદ (સ. અ. વ. સ.) તેના બંદા અને રસુલ છે).

'કલમએ તમજીદ' (બુઝુર્ગીવાળો કલમો) 'સુબહાન અલ્લાહે વલ હમદો લીલ્લાહે વ લાઇલાહા, ઇલલ્લાહો વલ્લાહો અકબર વલા હોવલે વલા કુવ્વતા ઇલ્લા બીલ્લાહીલ અલી ચીલ અઝીમ' અર્થ—(પાક છે અલ્લાહ, અને બધી તારીફ અલ્લાહને માટે છે નથી કોઇ માબુદ ખુદા સીવાએ અને અલ્લાહ મોટો બુઝુર્ગ (ઘણો મોટો) છે. નથી તાકાત અને કવ્વત (કોઇને) સીવાએ, તો પ્રીફથી, ખુદાની, જે ઉંચો અને બુઝુર્ગીવાળો મોટો છે.

'કલમએ તવહીદ' (એકતાનો કલમો) 'લાઈલાહા ઇલલલ્લાહો વહદહુ લાશરીકાલહુ લહુલ મુલકો વલહુલ હમ્દો યોહચીવયુમીતો બે યદેહીલ ખયર વહુવા અલા કુલ્લે શૈયઇન કદીર' અર્થ—(નથી કોઇ માઅબુદ ખુદા સીવાએ તે એકજ છે અને તેનો કોઇ શાથી નથી. તેનેજ માટે મુલ્ક (જગત)- અને બધી તારીફ છે, (તેજ) જીવાડે છે અને મારે છે તેનાજ હાથમાં ખેર અને બરકત છે અને બધી ચીજો ઉપર તેનીજ સત્તા છે.

'કલમએ રદદેકુફ્ર'(કુફ્રને દુર કરવાવાળો કલમો)'અલ્લાહુમ્મા ઇન્ની આઊઝોબીક મીનઅન ઉશરેકા બીકાશૈયઅન વ અના આલમોબીહી અસતગ્ફેરોકા લેમાલા આઅલમોબીહી તુબતો અનહો વ તબર્રાતો મીનલકુફ્રે વશશિર્કે વલકઝાબી કુલ્લેહા વઅસલમતો વઆમનતો વઅકુલો અશહદોઅન લાઇલાહા ઈલલ્લાહો વહદહુ લાશરીકાલહુ વ અશહદુઅન્ના મોહોમ્મદન અબદુહુ વરસુલુ' અર્થ—(ઓ અલ્લા, બેશક હું તારો આશરો માગું છું. (એટલે બચાવ મને) કુફરથી અને શીર્ક (ખુદા સાથે કોઇને સામેલ કરવા) થી કોઇપણ વસ્તુને કે જેણે હું જાણું છું અને

મગફેરત (માફી) ચાહું છું તે વાતની જે હું નથી જાણતો અને છોડી દીધાં મે, કુફરને શીર્કને, અને ગુન્હાઓને સઘળાં-ઇસલામ, લાવ્યો હું અને ઇમાન લાવ્યો હું, અને હું કહું છું (કે) નથી કોઈ માઅબુદ ખુદા સીવાય (અને) મે.હામ્મદ (સ અ. વ સ) ‑સુલ, ખુદા । છે—

'ઈમાને મુજમીલ' (ટુંકમાં ઇમાનનું બયાન) 'આમનતો બીલ્લાહે કમાહુવા બેઅસમાએહી વ સીફાતેહી વ કબલતો જમીઆ એહકા-મેહી અર્થ-(ઇમાન લાવ્યો હું ખુદાપર, તેના નામોપર, અને તેની સીફાતોપર અને કબુલ કર્યા મેં તેના તમામ હુકમો).

'ઈમાને મુફસ્સીલ' (ઇમાનનો ખુલાસો) 'આમનતો બીલ્લાહે વ મલાએકતેહી વ કુતુબીહી વ રૂસુલીહી વલયવમીલ આખેરી વલ કદ-રાખેરીહી વશર્રેહી મીનલ્લાહે તઆલા વલબાઅસે બાદલ મવત' અર્થ-(ઇમાન લાવ્યો હું ખુદાપર, તેના ફરીશતાઓ ઉપર (એટલે તેમના હોવા ઉપર) અને તેની કીતાબો ઉપર(એટલે આસમાની કીતાબો કુરઆન તોરેત ઇંજીલ વીગેરેના ખરા હોવા ઉપર) અને તેના રસુલો ઉપર (હઝરત મોહોમ્મદ મુસતફા સ. અ. વ. સ. અને તેમની પહેલા એક લાખ અને ચોવીસ હજાર પેગમબરો જે થઇ ગયા તે બધા ખરા છે પણ છેવટના ખુદાના પેગમ્બર મોહોમ્મદુર રસુલુલ્લાહ, સ. અ. વ. સ. છે) અને આખેરતના દીવસ ઉપર (એટલે કયામતનો દીવસ જે દીવસ બધાની નેકી બદીનો હીસાબ થશે અને સારાં કામોનો સારો અને ખરાબ કા-મોનો ખરાબ બદલો મળશે-દુન્યામાં સઉથી મોટામાં મોટો ગુન્હો કે જેની માફી મળી શકવાની નથી તે ગુન્હો ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવવાનો એટલે તેના સીવાએ બીજા કોઇને માઅબુદ ગણવાનો છે) અને એ વાત ઉપર કે નેકી અને બદી ખુદાની તરફથી છે (એટલે તેના અખીકારની વાત છે) અને મરવા પછી પાછા ઉઠવા ઉપર (એટલે કે કયામતને દીન ખુદાપાક બધા મુરદા ઓને જીવતા કરી તેમનાથી નેકી અને બદીનો હીસાબ લેશે અને ઇનસાફ કરશે એ વાત ઉપર).

# "અસતગફાર"

## "અસતગફે રૂલ્લા હલ આઝીમીલ્લ ઝીલાએલાહા ઈલ્લા હુવલ હય્યુલ કય્યુમ વ અતુબો ઇલયક."

'દુરૂદશરીફ' (મુખતસીર)

અલ્લા હુમ્મા સલ્લે અલા સૈયદીના મોહોમ્મદીન વ અલા આલે સૈય-દીના મોહોમ્મદીન વબારીક વ સલ્લીમ,

## 'નહાનિ સુરતો અને મુખતસીર દુરૂદ શરીફ'

જે ભાઇ અગર બ્હેનો બીલકુલ ભણેલા નથી તેમને પણ 'સુરે અલહ-મદ' અને બીજી નહાની સુરતો, મોહોડે યાદ કરવાની નમાઝ અને ફાતેહા દરૂદ માટે ઘણી જરૂરી છે, સુરે-અલહમદ શરીફ અને ચારકુલ પઢવાનો ઘણો સવાબ છે, અને તે પઢી પોતાના સગાંવહાલાંના અને બીજા મુસલમાનોના મુરદાઓને બક્ષવાથી તે પઢી બક્ષનારને અને જેને બક્ષવામાં આવે તેને ખુદા-પાક, બહુ સવાબ અતા કરે છે અને ગુન્હાઓના અઝાબમાં કમી થાએ છે.

## સુરેફાતેહા (અલ હમદ શરીફ)

"બીસમીલ્લા હીરરેહમાં નીરરહીમ"

'અલ હમદો લીલ્લાહે રબ્બીલ આલમીન અરરેહમાં નીરરહીમ માલેકે યવમીદ્દીન ઇય્યાકા નઅબુદો વઇય્યાકા નસતઇન એહદે નસ્સીરાતલ મુસતકીમા સીરાતલ લઝીના અન અમતા અલયહીમ ગેરીલ મગદુબે અલયહીમ વલદ દાલ્લીન' (આમીન).

## સુરતુલ કાફેરૂન

"બીસમીલ્લા હીરરેહમાં નીરરહીમ"

'કુલ યા અય્યુહલ કાફેરૂના લા આઅબુદો મા તાઅબુદૂના વલા અનતુમ આબેદૂના મા આઅબુદ વલા અના આબેદુન મા અબદતુમ વલા અનતુમ આબેદૂના મા આઅબુદ. લકુમ દીનુકુમ વલેયદીન'.

## સુરતુલ ઇખલાસ

"બીસમીલ્લા હીરરેહમાં નીરરહીમ"

કુલહો વલ્લાહો અહદ. અલ્લાહુસ્સમદ. લમયલીદ. વલમયુલદ. વલમ યકુલ્લહુ કુફેવન અહદ'.

## સુરતુલ ફલક

"બીસમીલ્લા હીરરેહમાં નીરરહીમ"

'કુલ આઉઝો બેરબ્બીલ ફલકે મીનશરરે માખલક વ મીનશરરે ગાસે કીન ઇઝાવકબ૦ વમીન શરરીન નફ્ફાસાતે ફીલ ઉકદે વમીન શરરે હાસે દીન ઇઝાહસદ.

# સુરતુન નાસ

## 'બીસ્ મીલ્લા હીરરેહમાં નીરરહીમ'

'કુલઆઉઝો બેરબ્બીનનાસે મલેકીનનાસે ઇલાહીનનાસ મીન શરરીલ વસવાસીલ ખનનાસ. અલ્લઝી યોવસવેસો ફીસુદુરીન્નાસે મીનલ જીન્નતે વન્નાસ.

૭૮૬

# તહારત એટલે 'ગુસલ' અને 'ઊઝુ' નું બયાન

## 'બીસમીલ્લા હીર રહમાં નીર રહીમ'

'નમાઝ'-ખુદા પાકે નમાઝ મુસલમાનો ઉપર ફર્ઝ કરી છે તે અદા કરવામાં ગફલત ન કરો.' શરીરની પાકી સીવાએ નમાઝ થતી નથી.

## 'તહારત' એટલે પાકી

હર મુસલમાનને હંમેશાં તેનું શરીર પાક રાખવું જોઇએ. એટલે જે કાંઇ નાપાકી બદનને લાગી હોએ તે પણ દૂર કરવી જોઇએ, અને જ્યારે, ગુસલની જરૂરત હોય ત્યારે વગર ઢીલે તે દૂર કરવી જોઈએ. (ગુસલેની નાપાકીવાળો માણસ, મસજીદમાં જઇ શકતો નથી, કુરાને શરીફને હાથ, લગાડી શકતો નથી, અને નમાજ પઢી શકતો નથી વીગેરે.)

## 'ગુસલનું ટુંક બયાન'

મરદ અને ઓરતને કોઇપણ કારણથી મની, નીકળવાથી પછી તે જાગૃતી માં હોએ કે ઊંઘમાં પોતાની મેળે હોએ કે કાંઇ પણ ઇરાદો કે હરકત કર્યા વગર હોએ તો–ઓરત મરદની હમબીસ્તરી કરવાથી અગર મરદની ઇંદ્રિનો કોઇ પણ ભાગ ઓરતના ગુપ્ત ભાગમાં જવાથી–ઓરતને હેઝ (અટકાવ) આવ્યાથી અને પરસવ (બચ્ચું) થવાથી ગુસલ કરવું ફર્ઝ થાએ છે.

જુમાનું અને બેઉ ઇદોનું તથા અરફાનું અને એહરામનું ગુસલ સુન્નત છે.

## 'ગુસલની તરકીબ'

બદન ઉપરથી નાપાકી હોએ તેને ધોઈ નાખવી. 'વઝુ' કરવું અને ગુસલની નૈયતથી, ત્રણ વખત આખા શરીર ઉપર એવી રીતે પાણી નાંખવું કે એક બાલ, બરોબર પણ જગ્યા બાકી ન રહે.

## 'ગુસલમા ફર્ઝ અને સુન્નતો'

ગુસલના ફર્ઝ–મોહઢામાં પાણી લેવું (કોગળી કરવી) નાકમાં પાણી લેવું અને આખા શરીરને ધોવું.

ગુસલની સુન્નતો–નેયત કરવી બેઉ હાથને પોચાં સમેત ધોવા શરમ ગાહ (ગુપ્ત ભાગ) ને ધોવી 'વઝુ' કરવું ત્રણ વખત આખા શરીર ઉપર માથાથી પાણી નાંખવું.

## 'ઊઝુ' કરવાની તરકીબ.

'ઊઝુ' (વઝુ)ની નેયતથી બીસ્મીલ્લા બોલી, પાક પાણીથી પહેલાં, ત્રણ વખત, પોંચા સુધી બેઉ હાથ ધોવાં (પહેલા જમણો અને પછી ડાબો) ત્રણ વખત મોઢામાં પાણી લઇ કોગળાં કરવાં–ત્રણ વખત નાકમાં પાણી લેવું, ત્રણ વખત મોઢું ધોવું–ત્રણ વખતકોણી સુધી હાથ ધોવાં–માથાનો મસો કરવો બેઉ કાનની જડ અને ગુંદી સુધી પાણીથી ભીંજેલો હાથ પહોંચાડવો–ત્રણ વખત, ટખના સુધી બેઉ પગ ધોવા એમ તરતીબવાર (એક પછી એક વાત કરવી.)

## 'ઊઝુ' માં ફર્ઝ અને સુન્નતો

'વઝુ' (ઉઝુ) વગર નમાઝ જાએઝ નથી.

'વઝુ' ના ફર્ઝ મોહડું ધોવું, કોણી, સુધી બેઊ હાથ ધોવાં પા ભાગ માથાનો મસો કરવો અને ટખના સુધી બેઉ પગ ધોવા (પહેલા જમણો હાથ પછી ડાબો હાથ, અને એજ પ્રમાણે પહેલા જમણો પગ અને પછી ડાબો પગ ધોવો.)

'વઝુ' ની સુન્નતો 'વઝુ' ની નેયત કરવી. બીસ્મીલ્લાહ પઢવી. ત્રણ વખત પોંચા સુધી હાથ ધોવાં મોઢામાં અને નાકમાં પાણી લેવું. અને મીસ-વાક (દાતણ કરવું) તરતીબ (એક પછી એક કરવાની બાબત તે પ્રમાણે કરવી.) હાથ અને પગની આંગળીઓ અને દાઢીમાં પાણી પહોંચાડવું. (ખીલાલ કરવુ) દરેક ભાગ એક પછી એક એવી રીતે ધોવું કે બીજો ભાગ સુકી જવા પામે નહીં.

## 'ઊઝુ' ને તોડવાવાલી ચીજો.

આઠ ચીજોથી 'વુઝુ' તુટી જાએ છે–ઝાડો અગર પેશાબ કરવાથી અગર તે જગોએથી કોઇપણ ચીજ ના નીકળવાથી, કરમ ના પડવાથી અગર બાઇ કરવાથી પીશાબ (વધારે અગર ટીપું) 'મની' (વીર્ય) પથરી નીકળવાથી મોઢું ભરીને ઉલટી થવી, લોહી પરૂ અને લીલું પાણી, બદનમાંથી નીકળવાથી નમાઝ, પઢતી વખત જોરથી હસવાથી સુઇ જવાથી બેહોશ થવાથી દીવાના થવાથી 'વઝુ' તુટી જાએ છે.

(નમાઝ દરમીયાન અગર કોઇપણ વખત 'વઝુ' તુટયો હોએ તો ફરીથી વઝુ કર્યા વગર નમાઝ પઢી શકાતી નથી.)

૭૮૬



# "અસ્સલાત"

## (યાની નમાઝ)

## 'નમાઝ' દરેક મુસલમાન બાલીગ, મરદ અને ઓરત ઉપર ફર્ઝ છે.

### 'નમાઝ'ને તર્ક કરનાર મોટો ગુન્હેગાર છે.

'નમાઝ' મુસલમાનોની 'મેઅરાજ' છે. એટલે કે તે બંદાને, પોતાના માઅબુદની નજીક કરે છે.

'નમાઝ' પઢતાં ન આવડતી હોએ તો તે શીખવી દરેક મુસલમાનનું દિની ફર્ઝ છે. નહી જાણવાનો, ઉજર, ખુદાપાક કબુલ કરશે નહી, અને તે ઉજરથી અઝાબથી નજાત મળશે નહી.

## નમાઝોનું બયાન

રાત અને દીવસમાં મળી પાંચ વખતની નમાઝ પુરૂષ અને સ્ત્રી બંને ઉપર ફર્ઝ છે. જ્યારે બાળકો સાત વર્ષની વયના થાય ત્યારથી તેઓને નમાઝની તાકીદ કરવી જોઈએ. જ્યારે તેઓ દશ વર્ષની વયના થાય, ત્યારે તેઓને મારીને પણ નમાઝ પઢાવવી જોઇએ.

નમાઝ. 'સવાર' ઝોહર' (બપોર) 'અસર' 'મગરિબ' અને 'ઈશા' એમ પાંચ વખતની છે. નમાઝ પઢવાની રીત નીચે જણાવવામાં આવે છે. પાંચે વખતની નમાઝો એકજ રીતથી પઢવામાં આવે છે. ફક્ત તેમાં રકાઅતોની ઓછી વધતી સંખ્યાનો અગર સુન્નત ફર્ઝ કે નિફ્લની નીયતનો તફાવત હોયછે.

ફર્ઝ નમાઝો—'સુબોહ' (ફજરની) બે રકઅત 'ઝોહર' (બપોર) ની ચાર 'અસર' (સાંજ) ની ચાર 'મગરેબ' (સંધ્યાકાળ) ની ત્રણ રકઅત અને 'ઈશા' (રાત) ની ચાર રકઅત.

સુન્નત નમાઝો—(પાંચ વખતની) 'ફજર' ની નમાઝના ફર્ઝ પહેલાં બે 'ઝોહર' ના ફર્ઝ પહેલાં ૪ અને પછી ૨, 'અસર' ના ફર્ઝ પહેલાં ૪, 'મગરેબ' ના ફર્ઝ પછી ૨, 'ઇશા' ના ફર્ઝ પહેલાં ૪, અને પછી બે. સુન્નતો પઢવી.

(તે સીવાએની) તરાવીહની ૨૦ રકાતો 'ઇશરાકની' ('સુરજ' ઉગે તે વખત) ૪ઙ, 'ચાશત' (ફક્ત સુરજ સારી રીતે નીકળી આવે ત્યારથી ઝવાલ પહેલાં) ૪ 'સલાતે અવ્વાબીન' (મગરેબની નમાજ પછી) ૬, 'તહજ્જુદ' (પાછલી રાતે) ૧૨ રકઅત. એ નમાઝો બે બે રકઆતો કરીને પઢવાની છે.

પાંચ વખતની નમાઝોની સાથના નફીલ—'ઝોહર' ના ફર્ઝ પછીની સુન્નત પછી ૨, 'મગરેબ' ની સુન્નતો પછી ૨, 'ઈશા' ના ફર્ઝ પછીની સુન્નતો પછી ૨, અને 'વીતર' પછી ૨, રકઅતો. 'વીતર' 'ઈશા' ના ફર્ઝ પછીની સુન્નતો પછી ૩, રકઅત 'વીતર' પઢવાના છે.

### 'નમાઝ પઢવાની રીત'.

જ્યારે નમાઝ પઢો ત્યારે પાક સાફ થઇ વુઝુ કરી, કિબ્લા તરફ મોઢું [illegible] રહો: શરૂઆતમાં પેહલાં બંને હાથોને કાનો સુધી ઉઠાવી અંગુઠા

અંગુઠાઓને કાનના નીચલા ભાગ સુધી લઈ જઇ (સ્ત્રીઓએ બંને હાથોને છાતી સુધી ઉંચા ઉઠાવી) ઝબાનથી કહે કે-'હું અલ્લાહ માટે કિબ્લાની તરફ મોઢું કરી, (અમુક વખતની) નમાઝ પઢું છું' એમ કહીને અલ્લાહો અકબર, કહી હાથોને નાફ (ડુંટી) નીચે બાંધે (શાફઇઓમાં હાથ છાતીથી નીચે બાંધે છે) પછી સના અને આઉઝો તથા બીસમીલ્લાહ પઢે (સના) 'સુબ્હાનકા અલ્લા હુમ્મા વબે હમદેકા વ તબારકસમોકા વ તઆલા જદ્દોકા વ લાઇલાહા ગયરોકા-"અઉઝો બિલ્લાહે મીનશ શયતાનીર રજીમ'-બિસ્મીલ્લા હિર રહમાં નિરરહીમ'-અર્થાત(૧) (અય અલ્લાહ તારા વખાણ સાથે તને પવિત્ર છે. તારૂં નામ બરકતવાળું છે. તારીશાન મ્હોટી છે. અને ત્હારા સીવાય કોઇ માઅબુદ નથી (૨) 'મરદૂદ શયતાનથી. અલ્લાહની પનાહ માંગું છું' (૩) અલ્લાહ રહીમ અને રેહમાનના નામથી શરૂં કરૂં છું') પછી 'સુરએ ફાતેહા, એટલે 'અલહમ્દો લિલ્લાહે રબ્બીલ આલેમીન, છેવટ સુધી પઢે અને તેને પુરી કર્યા બાદ ધીમેથી 'આમીન' કહે (શાફઇઓમાં જોરથી કહેવામાં આવે છે. ચારે ઈમામો-હનફી, શાફઈ, માલેકી અને હમબલીના મઝહબ બરહક છે. પણ કેટલીક વખત, ગૈર મુકલ્લીદો જેઓ કોઇપણ ઇમામની પેરવી કરતા નથી, તેઓ પણ જોરથી આમીન કહે છે, માટે 'શાફઇ' અને ગૈર મુકલ્લીદને, પોતાની અજ્ઞાનતાને લીધે કેટલાક લોકો એકજ સમજે છે તે તેમની મોટી ભુલ છે કેમકે 'શાફઇ' તરીકો બરહક છે અને ગૈર મુકલ્લીદ બાતીલ છે, તેને એકજ સમજવાથી માણસ ગુન્હેગાર થાએ છે). અને પછી કોઈ સુરત અગર આયત પઢે અને પછી 'અલ્લાહો અકબર' કહી રૂકુઅ કરે એટલે ઝુકીને પોતાના બંને હાથોથી પગના ઘુંટણોને મજબુત પકડે અને ત્રણવાર 'સુબ્હાન રબ્બીયલ અઝીમ' અર્થાત (પાક છે મારો મોટો પરવરદીગાર) પઢે અને પછી 'સમેઅલ્લાહો લેમન હમેદહ' 'રબ્બના લકલ હમ્દ' અર્થાત (ખુદા તઆલાએ પોતાના બંદાની હમ્દ સાંભળી. ઓ પરવર દીગાર તારીજ હમ્દ છે) કેહતાં કેહતાં માથું ઉચું કરે. અને જ્યારે બીલકુલ સીધો થઇ જાય તો, 'અલ્લાહો અકબર' કેહતાં કેહતાં 'સીજદહ'માં જાય એટલે પોતાના માથાને ઝમીન ઉપર રાખી ત્રણ વખત 'સુબ્હાન રબ્બિયલ અઅલા' (અર્થાત-પાક છે મારો બુલંદ પરવરદીગાર) પઢે અને પછી 'અલ્લાહો અકબર' કહી માથું ઝમીન ઉપરથી ઉંચકે અને પોતાના પગો ઉપર દોઝાનું (પગવાળીને) બેસે, બીજો સિજ્દો પણ એજ પ્રમાણે કરે અને એજ પઢે અને બીજા સિજ્દા પછી સીધો ઉભો થઇ. 'અલહમ્દ' અને કોઇ બીજી સુરત પઢીને 'રૂકુઅ' કરે. અને પછી પાછા બે સિજ્દા કરીને બેસે અને 'અત્તાહીય્યાતો લિલ્લાહે

વસ સલવાતો વત્તૈયેબાતો અસ્સલામો અલયકા અૈયોહન્ નબિયો વરહમ તુલ્લાહે વ બરકાતોહ અસ્સલામો અલયના વ અલા ઇબાદિલ્લા હીસ્સાલેહીન.અશહદો અન લાઇલાહા ઇલ્લ લલ્લાહો વ-અશહદો અન્ના મોહમદન અબદોહું વરસુલોહ. અર્થાત. (તમામ વખાણ અને એબાદત અલ્લાહ માટેછે. અય નબી તમો ઉપર સલામ. અને અલ્લાહની રેહમત અને બરકત હોજો. હમો ઉપર અને અલ્લાહના નેક બંદાઓ ઉપર સલામતી હોજો. હું ગવાહી આપું છું કે ખુદા સીવાય કોઇ મઅબુદ નથી અને ગવાહી આપું છું કે મોહમ્મદ તેના બંદા અને રસુલ છે.) પઢે અને જ્યારે આ કલમા ઉપર આવે કે જમણા હાથની વચલી આંગળી અને અંગોઠાનું કુન્ડલ બનાવી કલ્માની આંગળી ઉઠાવે. અને કલેમો પુરો કર્યા પછી અસલ પ્રમાણે આંગળાઓ સીધા કરે. અગર જો ત્રણ યા ચાર રકાઅત પઢવી હોય તો બીજી રકાઅતમાં આથી વધુ ન પઢતાં 'અલ્લાહો અકબર' કહી એકદમ પાછો ઉભો થઈ જાય અને બાકીની એક અગર બે રકઅતો આગલ જણાવ્યા પ્રમાણે પઢે અને છેલ્લી રકઅતમાં ફરીથી 'અત્તાહય્યાત' ઉપર મુજબ પઢે. અને ફર્ઝ નમાઝની પેહલી બે રકઅતો પછીની રકઅતોમાં 'અલહમ્દ' ની સાથે બીજી કોઇ સુરત વધારાની ન પઢે. અને જ્યારે ચોથી અગર છેલ્લી રકઆતપર બેસે તો અત્તહિયાત ની બાદ આદુરૂદ પઢે. અલ્લા હુમ્મા સલ્લે અલા સૈય્યેદીના મોહમદીવ-વ-અલા આલે મોહમદીવં કમા સલ્લયતા અલા ઇબ્રાહીમા-વ-અલા આલે ઇબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ અલ્લા હુમ્મા બારિક અલા મોહમદીંવ વ-અલા આલે મોહમદીન કમા બારકતા અલા ઇબ્રાહીમા વ-અલા આલે ઇબ્રાહીમા ઇન્નકા હમીદુમ મજીદ' અને પછી દોઆ પઢે. રબ્બના આતેના ફિદદુનયા હસનત્વં વફિલ આખીરતે હસનત્વં વકેના અઝાબન્નાર અને પછી 'અસ્સલામો અલયકુમ વરહમ તુલ્લાહ કહી પહેલાં જમણું હાથ ઉપર સલામ ફેરે અને બીજીવાર એમ કહી ડાબા હાથ ઉપર સલામ ફેરે. (એટલે પહેલાં જમણી બાજુ અને પછી ડાબી બાજુ પોતાનું મોઢું ફેરવે એટલે નમાઝ પુરી થઇ.) પછી દુવા માંગે.

## 'ઇદની નમાઝની તરકીબ'

ઇદના દિવસે સવારમાં મસ્જીદ અગર ઇદગાહમાં જઈ સફ બાંધીને [હારબંધ] બેસવું અને 'તકબીર' અને 'તસબીહ' અથવા દરૂદ-શરીફ પઢતા રહેવું અને જ્યારે નમાઝ માટે ઉભા થાય ત્યારે છ તકબીરો સાથે વાજીબ નમાઝ પઢવાની આ પ્રમાણે નિયત કરવી કે 'અલ્લાહ માટે આ

ઈમામની પછવાડે કિબ્લા તરફ મોઢું કરી છો તકબીરો સાથે ઈદુલ ફિતરની બે રકઆત નમાઝ વાજીબ અદા કરૂં છું' પછી પોતાના બંને હાથોને કાનો સુધી ઉઠાવી 'અલ્લાહો અકબર' કહી બાંધી લેવા અને આ-હિસ્તા દિલમાં પઢવું 'સુબ્હા ન કલ્લા હુમ્મા વબે હમ્દેકા વ તબા રકસ્મોકા વ તઆલા જદદોકા વ લાએલાહા ગયરૂકા' અને પછી ઇમામના સાથે ફરી બીજીવાર પોતાના હાથોને કાનો સુધી ઉઠાવી 'અલ્લાહો અકબર' કહી મુકી દેવા [એટલે હાથો બાંધવા નહીં] બાદ ત્રીજી વખત પણ એજ પ્રમાણે 'અલ્લાહો અકબર' કહી હાથોને ઉઠાવી મુકી દેવા અને ચોથી વખતે 'અલ્લાહો અકબર' કહી પોતાના હાથો પહેલાની માફક પાછા બાંધી ઇમામ જે કિરાઅત પઢે તે ધ્યાનપૂર્વક સાંભળવી. પહેલી રકઆત ઇમામની સાથે પુરી કરી રહ્યા બાદ બીજી રકઆતમાં પણ શરૂઆતમાં ઇમામ 'કિરાઅત' પઢે તે સાંભળવી અને જ્યારે ઇમામ 'અલ્લાહો અકબર' કહે ત્યારે 'રૂકુઅ' મા ન જતાં પહેલી રકઆતની માફક એક પછી એક ત્રણ વખત 'અલ્લાહો અકબર' કહી કાનો સુધી હાથોને ઉઠાવી છુટા રાખવા [બાંધવા નહીં] અને ચોથી વખતે જ્યારે ઈમામ 'અલ્લાહો અકબર' કહે ત્યારે મુક્તદીએ પણ ધીમેથી 'અલ્લાહો અકબર' કહી 'રૂકુઅ'માં જવું અને બાદ ઇમામની સાથમાં રહી નમાઝ પુરી કરવી. નમાઝ ખલાસ થયા પછી ઈમામ જે 'ખુત્બો' પઢે તે અદબથી સાંભળવો અને જો અવાઝ નહીં આવે તો પણ અદબની સાથે પોતાની જગ્યા ઉપરજ ચુપચાપ બેસી રહેવું અને ખુત્બા પછી દોઆ માંગવી અને જો ઈમામ તરફથી દોઆ માંગવામાં આવે તો તેને ધ્યાનથી સાંભળવી અને પ્રસંગાનુસાર 'આમીન' કહેવું અને દોઆ પછી 'ફાતેહા' પઢવો. અને તે ખલાસ થયા બાદ મસ્જીદમાંથી કે ઈદગાહમાંથી જતાં પહેલાં જો બની શકે તો મુસલમાનો સાથે 'મુસાફો' (હાથ મેળવ્વું) કરવો.

## 'પાંચે વખતની નમાઝો અને તેના વખતો'

સવારની નમાઝ જે સવારના વખતે પઢવામાં આવે છે તેનો વખત રાત ખલાસ થયા પછી પુર્વ દીશા તરફ આસમાનની સપાટી ઉપર અજવાળું જોવામાં આવે છે જેને સુબ્હ કાઝિબ (જુઠી સવાર) કહે છે, અને ત્યારપછી આકાશ ઉપર અજવાળું ફેલાયલું જોવામાં આવે છે તે પ્રકાશ્યા પછીથી સવારની નમાઝનો વખત શરૂ થાય છે અને તે સુર્ય નીકળ્યા આગમચ સુધી રહે છે. એ નમાઝમાં કુલ્લે ચાર રકઆત નમાઝ પઢવામાં આવે છે, જેમાં બે રકઆત સુન્નત પહેલા અને તે પછી બે રકઆત ફર્ઝ હોય છે.

ઝોહર (બપોર)ની નમાઝ પણ સવારની માફકજ પઢાય છે, પરંતુ તે પ્રસંગે બાર રકઆત નમાઝ પઢવી પ ., જમાં પહેલાં ચાર રકઆત સુન્નત પછી ચાર રકઆત ફર્ઝ અને તે પ ા બે રકઆત સુન્નત અને બે રકઆત નિફલ હોય છે વળી બપોરની નમાઝનો વખત બપોર વિત્યા પછી (સુર્ય સ્હેજ પશ્ચિમ તરફ ઢળ્યા પછી) થી શરૂ થાય છે જે એક ચીઝનો પડછાયો બમણો થાય ત્યાં સુધી રહે છે અર્થાત બપોરની નમાઝનો વખત શરૂ થાય ત્યારે એક લાકડીનો પડછાયો ચાર આંગળનો હોય અને બાદ ધીમે ધીમે તે વધીને બમણા ઉપરાંત ચાર આંગળ થાય તે આગમચ સુધી છે અને તે બાદ સમાપ્ત થએલો ગણાય છે.

અને ત્યારબાદ અસર (સાંજ) ની નમાઝનો વખત શરૂ થાય છે, જે સૂર્ય અસ્ત થયા સુધી રહે છે પણ જ્યારે સૂર્ય વખત જતાં પોતાનો રંગ બદલી પીળાશ પડતો થાય છે ત્યારે અસરની નમાઝ પઢવી મકરૂહ છે. એ વખતની નમાઝમાં પહેલાં ચાર રકઆત સુન્નત અને પછી ચાર રકઆત ફર્ઝ પઢવામાં આવે છે.

મગરિબની નમાઝ સુર્યાસ્ત થયા પછી પઢવામાં આવે છે અને તેનો વખત સૂર્યાસ્તથી પશ્ચિમ દીશાએ આસમાનના છેડા ઉપર જ્યાં સુધી સફેદી પડતો ભાગ બાકી રહે ત્યાં સુધી ા હોય છે મઝકુર નમાઝમાં શરૂઆતમાં ત્રણ રકઆત ફર્ઝ પછી બે રકઆત સુન્નત અને બે રકઅ ; નિફલ મળી કુલ્લે સાત રકઆત હોય છે.

ઇશા (રાત) ની નમાઝ મગરિબની નમાઝનો વખત ખલાસ થયા પછીથી એટલે સૂર્યાસ્ત પછી પશ્ચિમ દીસાએ આકાશના છેડા ઉપર સફેદી પડતો ભાગ દૂર થાય ત્યારથી તે સવાર સુધી પુર્વ તરફ આસમાનની સપાટી ઉપર લંબાણમાં અજવાળું પ્રસરી જવા પામે ત્યાં સુધી રહે છે પરંતુ અડધી રાત પછી ઇશાની નમાઝ પઢવી મકરૂહે તનઝીહી (નુકશાનવાલી) છે એ નમાઝમાં શરૂઆતમાં ચાર રકઆત સુન્નત પછી ચાર રકઆત ફર્ઝ પછી બે રકઆત સુન્નત બે રકઅત નિફલ ત્રણ રકઆત 'વિતર' અને બે રકઆત નિફલ મળી

કુલ્લે સત્તર રકઆત નમાઝ પઢવાની હોય છે. 'વિતર' ની ત્રણ રકઆત વાજીબની નિયતથી અદા થાય છે. 'વિતર' ની નમાઝની શરૂઆતમાં બે રકઆત બીજી નમાઝોની માફકજ પઢાય છે, અને બીજી રકઆતમાં અત્તાહયાત પઢ્યા પછી 'અલ્લાહો અકબર' કહી ઉભા થઇ ત્રીજી રકઆતમાં 'સુરએ અલહમ્દ' અને તેની સાથે બીજી કોઇ સુરત મેળવીને પઢ્યા પછી બંને હાથો કાનોની લોલકી (કાનનો નીચલો ભાગ) સુધી ઉઠાવી 'અલ્લાહો અકબર' કહી ફરી પાછા હાથો બાંધવાના છે, અને હાથો બાંધીને 'દોઆએ-કુનુત' આ પ્રમાણે પઢે.

અલ્લાહુમ્મા ઇન્નીનસતઇનો કાવનસતગ ફીરોકા વનુમીનો બેકા વનતવકકલો અલયકા વનુસની અલયકલ ખયર વનશકુરોકા વલાનકફ્રોકા વનખલએ વનતરોકા મંય યફ્જરોકા અલ્લાહુમ્મા ઇય્યાકા નાઅબુદો વલકા નોસલ્લી વનસજુદો વઇલયકા નસઆ વન્હફીદો વનરજુ રહમતેકા વનખશા અઝાબકા ઇન્ના અઝાબકા બિલકુફ્ફારે મુલહીક.

અર્થાત:—અય ખુદા અમો તારાથી મદદ અને માફી માંગીએ છીએ અને તારા ઉપર ઇમાન લાવીએ છીએ અને તારા ઉપર ભરોસો રાખીએ છીએ અને તારા સારા વખાણ કરીએ છીએ, હમો તારો શુક્ર કરીએ છીએ અને હમો નાશુકી કરતા નથી. અને અમો તેઓથી અલગ રહીએ છીએ કે જે તારી ના ફરમાની કરે છે અલ્લાહ તારા માટે અમારી પ્રાર્થના છે અને તારાજ માટે હમારી નમાઝ અને સિજદો છે અને તારીજ તરફ અમો દોડીએ છીએ, અને હમો તારી સેવામાં હાજર છીએ અને તારાથી ઉમેદ રાખીએ છીએ તારી રહેમતથી અને ડરીએ છીએ તારા અઝાબોથી, બેશક તારો અઝાબ કાફિરોને મળવાવાળો છે. જેને 'દૂઆએ-કુનુત' નહિં આવડતી હોય તેણે આ દોઆ પઢવી.

રબ્બના આતેના ફિદદુન્યા હસનતંવ વફિલ આખીરતે હસનતંવ વકિના અઝાબન્નાર.

અર્થાત:—અય અમારા પરવરદિગાર અમને દુન્યામાં નેકી અર્પણ કર અને આખેરતમાં નેકી અતાકર અને દોઝખના અઝાબથી મુક્તિ આપ.

અને જેને આ દોઆ પણ નહીં આવડતી હોય તો તે ફક્ત ત્રણ વખત આ પડે અલ્લાહુમ્મગફ્ફિરલી—અર્થાત:-ઇલાહી મને ક્ષમાકર.

હરેક ફર્ઝ નમાઝ પઢયા પછી બંને હાથો ઉઠાવી આ પ્રમાણે દોઆ પઢવી જોઇએ અને દોઆ પઢી રહ્યા પછી બંને હાથો મોઢા ઉપર ફેરવવા 'અલ્લાહુમ્મા અનતસ સલામ વ મિનકસ સલામ વ ઇલયકઃ યર જેઉસ સલામ રબ્બના ફ હય્યિના બિસ્સલામ વ અદખિલના દારૂસ્સલામ તબારકતા રબ્બના વ તઆ'લયતા યાઝુલ જલાલે વલ ઇકરામ બે રેહમતેકા યા અર હમરરાહે મીન.

'સવાર'ની—ફર્ઝની બે રકાઅતો અને 'મગરેબ'ની અને 'ઇશાં'ની ફર્ઝ નમાઝ જો કોઇ માણસ એકલો પઢે તો શરૂઆતની બે રકઆતોમા 'સુરે અલ હમદ' અને બીજી જે સુરત પઢે તે કીરઅતથી:[મોટેથી] પઢવી જોઇએ, અને બાકીની રકઅતોમાં અને, 'બપોર' અને 'સાંજ'ની નમાઝમાં તથા સુન્નતો અને નફીલ નમાઝોમાં જે સુરતો પઢે તે ધીમેથી પઢવી.

હરેક વખતની તમામ રકઆત નમાઝ પઢી રહ્યા પછી ફરી પાછી દોઆ પઢવી જોઇએ કે જે ફિકહથી સુન્નત હબ અને સુન્નત હસન સાબિત છે, અને તે પ્રમાણે દોઆ પઢવામાં ઘણું સવાબ સમાએલું છે. અને એજ તરીકો હનફીયોનો છે. મઝકુર પઢવાની દોઆઓ ઘણી છે, જેથી નમાઝ પઢનારને જે યાદ હોય અગર જે યોગ્ય લાગે તે દોઆ નમાઝ ખલાસ થયા પછી પઢી લેવી અને બાદ ફાતેહા પઢી મસ્જીદમાંથી વિદાય થવું.

આ રીસાલો ખાસ તે લોકોની શરૂઆતની જાણ સારૂ લખવામાં આવ્યો છે કે જેઓ દીનયાતથી બીલકુલ નાવાકેફ અને મોટી ઉમરના છે, અને તેઓ ગુજરાતી સીવાએ બીજું જાણતા નથી. બીલકુલ ન જાણવા કરતાં કાંઇપણ જરૂરી બાબતોથી વાકેફ થવું સારૂં છે. શોખ રાખનારાઓને માટે એકથી એક ઉમદા કીતાબ મોજુદ છે. માટે શરૂઆતની માલુમાત [જાણું] માટે ઉપયોગી થાએ એ

ઈશાઅશી-આરીસાલો, તદન અજ્ઞાન અગર નવ મુસ્લીમ ભાઈઓ અને બેહનોની જરૂરીયાત પુરી પાડવા સારૂ ઘણોજ સાદો અને ટુંકાણમાં લખવામાં આવ્યો છે, લખનારના શદા મુજબ ખુદા તઆલા એનાથી ભાઈ બેહનોને ફાએદો પહોંચાવે. આમીન.




આ 'સીરીઝ'ના નં. ૩, ભાગ ૨ માં રોઝાના જરૂરી, મસાઈલ અને 'તરાવીહ' તથા 'ઈદ'ની નમાઝો 'એઅતેકાફ' અને 'ફીતરા' વીગેરેનુ બયાન છે. નં. ૪, ભાગ ૩ માં રોઝા વીશે કુરઆન અને હદીસદના અહકામ અને અકલીદલીલોથી તેના ફાએદાઓનું સબુત આપવામાં આવ્યું છે. હરેક રીસાલો નીચેને સરનામે દોઢ આનાની ટીકીટ મોકલવાથી મળી શકશે.

જનરલ સેક્રેટરી,

"દારૂલ ફલાહ એદરૂસીયા".

સૈયદવાડા—સુરત.

સુરત ખપાટીઆ ચકલા પર આવેલા ધી ન્યુ સમાચાર પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રકાશક સૈયદ જાફરઅલ એદરૂસ માટે ખંડુભાઈ રામભાઈ નાયકે પ્રસિદ્ધ કર્યું.

મુદ્રક:—ખંડુભાઈ રામભાઇ નાયક.
મુદ્રણાલય:—ધી ન્યુ સમાચાર પ્રીન્ટીંગ પ્રેસ ખપાટીઆ ચકલા સુરત
પ્રકાશક:—સૈયદ જાફરઅલી એદરૂસ.

સુધારો—૧૫મા પાનામાં ખંડુભાઇ રામભાઇ નાયકે પ્રસિદ્ધ કર્યું એમ છપાયું છે તેને બદલે છાપ્યું એમ વાંચવું.